

શ્રી

નવિન

# સતી દ્રૌપદી.

## નાટકનાં ગાયનો.

"શ્રી દેશી નાટક સમાજ" માટે

પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચદુલાલ હસમુખરામ વો.ગરાટ.

અમદાવાદ-પાનકોરના નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ભુપતરાયે છાપી

કીમત ૨ આના.

આ

# સતી દ્રૌપદી નાટકનાં ગાયનો.

શ્રીમન્ત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રીત
મહુમ સાક્ષર ઝવેરી ડાહ્યાભાઈ ધોળશાજી સ્થાપિત.

## શ્રી દેશી નાટક સમાજને માટે

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

## ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

અમદાવાદ.

આવૃત્તિ ૮ મી. પ્રત ૧૦૦૦૦





અમદાવાદ,

પાનકોરના નાકે " મનહર પ્રીન્ટીગ પ્રેસ " માં
મોતીલાલ ગણપતરામે છાપી

સવત ૧૯૭૦ સને ૧૯૧૪

કિમ્મત રૂ. ૦-૨-૦ (બે આના.)

મહાજનનું વેજીટેબલ

# બાદશાહી પેનક્યુરર.

આ દવા પીવાથી અને લગાડવાથી સરવે જાતનાં દરદો દુર થાય છે. સોએ સો ટકા ખાત્રી આપવામાં આવે છે કે સૌથી સરસ છે. ખરીદતી વખતે **બાદશાહી પેનક્યુરર** રજીસ્ટર ન. ૭૯૫ તપાસી લેવુ.

**સરવે ગાંધીઓ પાસેથી મળે છે**

જ્યારે પણ તમને નં. ૭૯૫ નુ બાદશાહી પેનક્યુરર ન મળી શકે તો નીચેને શરનામે લખવાથી મોકલી આપવામાં આવશે.

કીંમત મોટી બાટલી રૂ. ૧ પો. ચાર આના

**સોલ એજંટ—છોટાલાલ છગનલાલ મહાજન**

**શેખમેમન સ્ટ્રીટ મુંબઇ.**

## મુખ્ય પાત્રોના નામ.

કૃષ્ણ-દ્વારકાધીશ શ્રી પુર્ણ પુરૂષોત્તમ ભગવાન

ધર્મ
ભીમ
અર્જુન
સહદેવ
નીકુળ
} પાન્ડુ રાજાના પુત્ર પાંડવ, કૌરવોના પીત્રાઇ

દુર્યોધન-હસ્તીનાપુરનો રાજા, ધૃતરાષ્ટનો પુત્ર, પાંડવનો પીત્રાઇ.

દુઃશાસન-તેનો નાનો ભાઇ.

શકુની-દુર્યોધનનો મામો. કદહાર દેશનો રાજા.

ભીષ્મ-નૈષ્ટાક બ્રહ્મચારી શાતનુ રાજાનો પુત્ર.

ધૃતરાષ્ટ-દુર્યોધનનો અંધ પીતા.

વિદુર-રાજા ધૃતરાષ્ટનો ઓરમાન ભાઇ. શ્રીકૃષ્ણનો પરમ ભક્ત.

અભિમન્યુ-અર્જુનનો પુત્ર શ્રીકૃષ્ણ ભગવાનનો ભાણેજ.

નારદ-બ્રહ્માના પુત્ર દેવર્ષિમા શ્રેષ્ટ રૂષી.

### સ્ત્રી વર્ગ.

દ્રોપદી-પાંડવોની સ્ત્રી દ્રાપદ રાજાની કન્યા

સુભદ્રા-અર્જુનની સ્ત્રી, શ્રી કૃષ્ણની બહેન.

રૂકિમણિ
સત્યભામા
} શ્રી કૃષ્ણ ભગવાનની મુખ્ય પટરાણીઓ,

ઉતરા-વૈરાટ રાજાની પુત્રી, અભીમાન્યુની સ્ત્રી,

ભાનુમતી-દુર્યોધનની સ્ત્રી.

દાસ-દાસી-દરબારીઓ. સિપાઇઓ વિગેરે-

### સ્થળ.

ઇંદ્રપ્રસ્થ-હસ્તિનાપુર, દ્વારીકા, કુરૂક્ષેત્ર, વૈરાટ.

# સતી દ્રૌપદી નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

મંગળાચરણ—

પ્ર. ૧—મયદાનવ બાગ પાન્ડવોના રાજસુયજ્ઞ પ્રસંગે પધારેલા શ્રી કૃષ્ણ ભગવાનની પટરાણી રાણી રૂકમણી તથા સત્યભામા વિગેરેને સતી દ્રૌપદી પોતાનો બાગ બતાવી ઇશ્વરનો ઉપકાર માની રહ્યા છે. પાછળથી ભીમ દુર્યોધન તથા શકુનીનું આવવુ પાડવોનો વૈભવ જોઇ દુર્યોધનનો દ્વેષ, દ્વેષી દુર્યોધનનું દિવાલ સાથે અથડાવુ દ્રૌપદીનું હાસ્ય, ભીમે કરેલું દુર્યોધનનું અપમાન ક્રોધાવેશમા દુર્યોધનનું વિદાય થવુ. દ્રૌપદી, રૂકમણી તથા સત્યભામા વિગેરેનું હાસ્ય વિનોદ શ્રીકૃષ્ણ ભગવાનનું પધારવું. શેલડી છોલતા શ્રીકૃષ્ણની કપાએલી આંગળી ઉપર દ્રૌપદીએ પોતાના ચીરનો પાલવ ફાડી પાટો બાધવો. શ્રીકૃષ્ણ ભગવાનની આશીષ

પ્ર. ૨—શ્રી કૃષ્ણ ભગવાનનું દ્વારીકા તરફ વિદાય થવું. જતાં જતા પાંડવોને રાજ્ય ધર્મનો ઉપદેશ પાડવોની શ્રી કૃષ્ણ પ્રત્યે પુજ્ય બુદ્ધિ

પ્ર. ૩—દુર્યોધન અપમાનની ધુનમા પાછળથી શકુની, જુગારથી પાંડવોનું સર્વસ્વ હારી જવુ દ્રૌપદી તથા પાંડવોને પાયમાલ કરવાનો સંકેત

પ્ર. ૪—ધૃતરાષ્ટ તથા વિદુર ઇશ્વર ભક્તિમા પાછળથી દુર્યો-

ધન તથા શકુનીનું પાંડવોને જુગાર રમાડવા તેડી લાવવું દુર્યોધનનો પીતા પાસે દુરાગ્રહ આજ્ઞા. વિદુરને

પ્ર. ૫—ભાનુમતીનું અંતઃપુર પાંડવોનું અનીષ્ટ કરવાનો દુર્યોધનનો દ્દઢ સંકલ્પ. ભાનુમતીનો હિતોપદેશ.

પ્ર. ૬—હસ્તિનાપુરમાં કૌરવ રાજસભા, પાંડવોનું આવવું. જુગાર,. પાંડવોની હાર. પાંચમા દાવમાં દ્રૌપદી, ધર્મનો શોક ભીમનો ક્રોધ દ્રૌપદીને સભામાં ખેંચી લાવવા દુર્યોધને દુશાસનને કરેલો હુકમ.

પ્ર. ૭—વીચારના વમળમાં પડેલી રાજસ્વળા દ્રોપદી પાસે દુષ્ટ દુશાસનનું આવવું, દ્રૌપદીનું કલ્પાંત બળાત્કારથી દ્રૌપદીને સભામાં ધસડી જવી.

પ્ર. ૮—દ્વારિકા, સુખાસનપર પોઢેલા શ્રીકૃષ્ણ ભગવાનનું નિદ્રામાંથી એકદમ ચમકવુ સતિ દ્રૌપદીને છોડાવવા હસ્તિનાપુર પ્રયાણ.

પ્ર. ૯—વીદુર-આશ્રમમા પાડવોપર આવી પડેલી આફતના વીચારમાં, શ્રીકૃષ્ણ ભગવાનનું પધારવું. ભક્તની તુચ્છ ભેટનો ભગવાને કરેલો સ્વીકાર સતિ દ્રૌપદીને કૌરવોના જુલમથી બચાવવા શ્રીકૃષ્ણનું વિદાય થવું.

પ્ર. ૧૦—હસ્તિનાપુરની રાજસભા દુર્યોધનનો હર્ષ દ્રૌપદીને લઇ દુશાસનનું આવવું. દ્રૌપદીનો કરૂણાજનક વિલાપ. ભીમનો ક્રોધ. દ્રૌપદીના વસ્ત્રનું હરણ, સતિનો શ્રાપ, દુશાસનનો દ્રૌપદી પ્રત્યે અત્યંત જુલમ. અંતરીક્ષમાથી શ્રી કૃષ્ણ ભગવાને દેવી દ્રૌપદીને પુરેલા ચીર પાપીઓપર પ્રભુના તેજનો પ્રભાવ. કોરવોનું વિસ્મય, ભક્તને પ્રભુ દર્શન.

---

# અંક ૨ જો.

પ્ર. ૧—ભક્ત વિદુરનો તેર વર્ષ વનવાસ ગયેલા પાંડવો માટે શોક, પાછળથી દુર્યોધન તથા શકુની દુષ્ટનો દુષ્ટ સંકેત દ્રૌપદીને પાછી વનમાંથી હરણ કરી લાવવા દુશાસનને કરેલી આજ્ઞા.

પ્ર. ૨—મુની આશ્રમમાં દ્રૌપદી, દુશાસનનું વેશ બદલી આવવું અચાનક હરણ, પાછળથી પાંડવો, સતિ હરણથી સંતાપ મુની નારદનું આવવુ. ધર્મને ધીરજ, વૈરાટ નગર તરફ ગુપ્ત રહેવા ભલામણ ભક્ત દુઃખી અને પ્રભુ સુખી એવા વિચારથી શ્રી કૃષ્ણ ભગવાનને ત્યાં કુટુંબ કલેશ કરાવવા નારદનું દ્વારિકા તરફ વિદાય થવું.

પ્ર. ૩—કારાગ્રહમાં દેવી દ્રૌપદી કેદ. દુર્યોધનનો બળાત્કાર. દ્રૌપદીનું કલ્પાત. શ્રી કૃષ્ણ ભગવાનનું દેવી દ્રૌપદીને લઇ અદ્રશ્ય થવું.

પ્ર. ૪—દ્વારીકામાં નારદ તરફથી શ્રી કૃષ્ણ ભગવાનને સ્વર્ગના પારિજાતક પુષ્પની ભેટ અને અને તે પુષ્પ સત્યભામાને આપવુ શ્રી કૃષ્ણનું વિદાય થવું. પાછળથી રૂકિમણી, નારદની નારદ વિદ્યા.

પ્ર. ૫—રૂકિમણી તથા શ્રી કૃષ્ણચંદ્ર અંતઃપુરમા પ્રાછળથી સત્યભામાને લઇ નારદનું આવવું. સત્યભામાનો ક્રોધ અને નારદનો આનંદ.

પ્ર. ૬—શોકાગ્રસ્ત સત્યભામા, પારીજાતક પુષ્પ માટે સત્યભામાનું રીસાવું, અને શ્રી કૃષ્ણ દેવતુ સમજાવવું, શ્રી કૃષ્ણ ભગવાનનો પુષ્પ, માટે પ્રપચ. પાછળથી રૂકમણિને લઈ નારદનો પ્રવેશ, પરસ્પર કલેશ માયાનુ પ્રાબલ્ય, સત્યભામાની હઠ, શ્રી કૃષ્ણ કૃપાથી પારિજાતકના વૃક્ષનું પ્રગટ થવું, પુષ્પ માટે સત્યભામાની અધીરાઈ.

નારદને નારાયણ નામનો ચમત્કાર બતાવવા શ્રી કૃષ્ણચંદ્રની યુક્તિ. નારદ પ્રપંચ નાટકની પુર્ણાહુતિ ભક્ત પાંડવો તથા દ્રૌપદીને દુઃખથી છોડાવવા નારદે શ્રી કૃષ્ણ ભગવાનને કરેલી સ્તુતી. શ્રી કૃષ્ણ ભગવાનનું હસ્તીનાપુર જવા માટે પ્રયાણ

પ્ર. ૭—વિદુર આશ્રમ, શ્રી કૃષ્ણ ભગવાનની પધરામણી પ્રભુના પ્રસાદ માટે ભક્તને ચીંતા. શ્રી કૃષ્ણ ભગવાનની જમવા માટે આતુરતા ભક્ત વિદુરને થતો ગભરાટ દુર્યોધને પીરસાવી મોકલેલા પક્વાનનો તિરસ્કાર ભક્તની ભાજીનો સ્વીકાર પાંડવોના સમાચાર શ્રી કૃષ્ણ ભગવાનનું કૌરવ પાંડવ વચ્ચે સલાહ કરાવવા દૂત તરીકે કૌરવ સભામાં જવું.

પ્ર. ૮—કૌરવ સભા, શ્રી કૃષ્ણચંદ્રનું પધારવું, પાંડવોનો સંદેશો સલાહ માટે શ્રી કૃષ્ણનો સદબોધ. પાપી દુર્યોધનનો શ્રી કૃષ્ણ પ્રત્યે ક્રોધ, શ્રી કૃષ્ણે કૌરવ કુળ માટે ભાખેલું ભવિષ્ય શ્રી કૃષ્ણ ભગવાનને પકડવા દુશાસન, કરણ વિગેરેને દુર્યોધને કરેલો હુકમ શ્રી કૃષ્ણ પ્રભુનું અનેક રૂપે પ્રકટ થવુ.

---

# અંક ૩ જો.

પ્ર. ૧—વૈરાટ રાજાનો બાગ, પતિ વિરહમાં ઉતરાનું સાહેલીઓ સાથે હાસ્યવિનોદ, સાસરેથી આણુ આવવાના સમાચાર પતિને મળવાના હર્ષમાં ઉતરા.

પ્ર. ૨—ભાગ્યને આધીન દ્રૌપદી બ્રાહ્મણ વેશમાં શ્રી કૃષ્ણ ભગવાનનું આવવું દ્રૌપદીની કસોટી કરી છેવટે ભાનુમતીને મળનારૂં અખંડ સૌભાગ્ય દ્રૌપદીને અપાવા યુક્તિથી ભીષ્મ પાસે લઇ જવું.

પ્ર. ૩—કુરૂક્ષેત્રમાં ભીષ્મનું શીબીર, ભીષ્મ સમાધાનીમાં, દ્રૌપદી સાથે બ્રાહ્મણ વેશમાં શ્રી કૃષ્ણ ભગવાનનું આવવું. સીપાઇથી શ્રીકૃષ્ણ ભગવાનનું અપમાન પામી પાછા ફરવું. દ્રૌપદીનું કલ્પાંત, ઇશ્વર સ્મરણ શ્રી કૃષ્ણ ભગવાનનુ અસલ સ્વરૂપમાં આવવુ. ચુપચાપ ભીષ્મ પાસેથી દ્રૌપદીને અખંડ સૌભાગ્ય અપાવી વિદાય થવું. પાછળથી પતિની આજ્ઞા પ્રમાણે ભાનુમતીનું અખંડ સૌભાગ્યનું વરદાન મેળવવા આવવું. ભીષ્મની વિસ્મયતા, ભાનુમતીની નિષ્ફળતા, ભીષ્મની ભીષ્મ પ્રતિજ્ઞા. પાછળથી પાડવ સૈન્ય પાડવ સૈનાનો સેનાપતી શીખંડી ( જન્મકાળનો સ્ત્રી ) હોવાથી ભીષ્મે હથીયાર છોડવાં. સમયનો લાભ લઇ શ્રી કૃષ્ણની સલાહથી અર્જુનનું બાણ મારવું. ભીષ્મનું પડવુ અર્જુનને આશીષ. ભીષ્મનો દેહ ત્યાગ.

પ્ર. ૪—યુદ્ધ માટે સજ્જ થઇ આવતો અભીમાન્યુ માર્ગમાં ઉત્તરા પરસ્પર મીલાપ રંગમા ભંગ. ઉત્તરાનો કરૂણાજનક વિલાપ યુદ્ધથી પાછા નહીં ફરવા અભીમન્યુનો દ્રઢ સંકલ્પ રણમાં અમર કિર્તિ મેળવવા ઉત્તરાએ અભીમન્યુને કરેલો ઉપદેશ

પ્ર. ૫—ભીમનું શીબીર. નીદ્રામા ભીમ, સેવામાં દ્રૌપદી, શ્રી કૃષ્ણ ભગવાનનું આવવુ. ભીમને ઉશ્કેરી યુધ્ધે મોકલાવવા દ્રૌપદીને સૂચના કરી વિદાય થવું. ભીમનું જાગવુ દ્રૌપદીનું મર્મ વાક્યોથી ભીમને ઉશ્કેરવુ ભીમને અત્યત ક્રોધ, ભીમનું ઉન્મત અવસ્થામાં ગદા લઇ શત્રુને મારવા વિદાય થવું.

પ્ર. ૬—અભીમન્યુ લડાઇના મેદાનમાં છ કોઠા જીતી સાતમા કોઠાને જીતવાના વિચારમાં સાતમા કોઠાના સેનાપતી જયદ્રથનું આ-વવું. પરસ્પર લડાઇ અભીમન્યુનો અંત. પાતાળમાંથી અર્જુનનું આ-વવું. પુત્રનો શોક, અરસપરસ યુદ્ધ. અર્જુનના હાથે જયદ્રથનો વધ.

પ્ર. ૭—કુરૂક્ષેત્રમાં કૌરવ પરાજયથી ગભરાએલા. દુર્યોધનની શકુની સાથે સલાહ. રૂદ્રરૂપ ધારી ભીમની ભયંકર ગર્જના શકુનીનું સટકી જવુ. ભીમ દુર્યોધનનું ગદા યુદ્ધ દુર્યોધનનો નાશ પાછળથી દુશાસનનું ભીમ સાથે ગદા યુદ્ધ. દુશાસનનો નાશ ભીમે કરેલુ રૂધીર પાન ભીમની પ્રતિજ્ઞા સિદ્ધ. વ્યાકુળ દ્રૌપદી પતી શોધમા ભીમે કરેલું દ્રૌપદીની વેણીમાં રૂધીર સીચન. પરસ્પર પ્રેમાલીંગન.

પ્ર. ૮—ધર્મરાજા ભાઇઓની ચીતામાં મુની વેશમાં શકુની ભીમ અર્જુનના નાશના જુઠા સમાચાર ધર્મનુ કલ્પાંત વિચિત્ર વેશે ભીમ અર્જુનનુ આવવુ. ભ્રમીત થએલા ધર્મરાજે મારવા ઉપાડેલી કટાર પરસ્પર ઓળખાણ નારદ સહીત શ્રી કૃષ્ણ પ્રભુનું પધારવું કપટ વેશ ધારી શકુનીનુ પોગળ પ્રકાશ, ભીમના હાથે શકુનીનો નાશ શ્રી કૃષ્ણ ભગવાનનું મહાત્મ.

પ્ર. ૯—હસ્તીનાપુરનું રાજ્યાસન. પુત્ર શોક કરતા રાજા ધૃતરાષ્ટ્ર વિદુરનું, શાંન્તવન, પાંન્ડવો સહીત શ્રી કૃષ્ણ ભગવાનનું પધારવુ. દ્રૌપદીનું રાજ્યાભિષેક માટે મંગલ સાહીત્ય લઈ આવવું. શ્રી કૃષ્ણ ભગવાનના પવિત્ર હાથે ધર્મરાજાને રાજ્યાભીષેક છેવટનો આનંદ. શાન્તિ. શાન્તિ.



# જીનતાન.

અજબ ગુણકારી ! અત્યંત ઉત્સાહ વર્ધક !

નીખાલસ પાવત્ર અપ્રતિમ સુવાસીક

બે નામાકીત જાપાનીઝ ડાક્ટરોના પ્રીસ્ક્રીપશનમાંથી આ ગોળીઓ બનાવવામાં આવી છે.

## એક વખત વાપરી જુઓ.

ઉદાસી અને કંટાળો લાગતો હોય ત્યારે, દીવસે ગરમામાં પગે અથવા ગાડીમાં ફરવા જાઓ ત્યારે, દારૂ પીધા પછી અથવા બીડી પીધા પહેલાં નાટકશાળા અથવા કોઈ શરદીવાળી જગ્યાએ હો ત્યારે, ગાયન અથવા ભાષણ શરૂ કરવા પહેલાં, જ્યારે રોગચાળો ચાલતો હોય ત્યારે, પુંજા વખતે મ્હોમાથી નીકળતો શ્વાસ સ્વચ્છ કરવાને તથા નહાતી વખતે વધારે તંદુરસ્ત લાગવાને એવા સર્વ વખતે જીનતાનનો ઉપયોગ કરવો.

## બે ત્રણ ગોળી પાનમાં ખાઓ.

ખાસ ફાયદાકારક — માથું દુખવું, અપચો, તરશ, ઉલટી આ માંદ દરીઓ લાગવા દર અને દારના છાકટાપણા ઉપર ખાસ ફાયદા કારક છે.

| | | |
|---|---|---|
| કીંમત— | ૩૦ ગોળીઓનું એક પડીકું. | કીં. ૦-૧-૬ |
| | ૬૫ ગોળીઓનું એક પડીકું. | કીં ૦-૩-૦ |
| | ૧૯૫ ગોળીની ટીનની ડબી. | કી. ૦-૮-૦ |
| | ૪૫૫ ગોળીની ફેન્સી ડબી | કી. ૧-૮-૦ |

આ ચીત્રમા દર્શાવ્યા મુજબ ગોળીઓની આ ફેન્સી કેસ રૂપીયા વાળા પેકેટમા પેક કરી મોકલવામાં આવે છે અને તેવા પેકેટમા જીનતાનની ૪૫૫ ગોળીઓ હોય છે.

આજે ખરીદ કરો.

સોલ એજંટસ—જીનતાન એજન્સી

જુમા મસજીદ—મુંબાઇ.

સઘળી દુકાને દવા વેચનારા.



श्री परमात्माने नमः

# સતી દ્રૌપદી

## નાટકનાં ગાયનો.

---

### અંક પહેલો.

#### મંગળાચરણ.

સૂત્રધાર—દ્વાપરના અંત માંહી; કળીના આરંભ માંહી.
લીલા કીધી લાલ બાલ કૃષ્ણ ચંદ્ર નંદનંદ
ધર્મ સ્થંભ સ્થાપનાર અધર્મને ઉથાપનાર
પાંડુ પુત્ર પાળનાર શ્રી મુકુંદ સુખ કંદ
કૌરવ કૃતાંત્ત કાળ આણી એનો અંત કાળ
ધર્મ રાજ્ય સ્થાપ્યું એવા નામું નંદવા મોક્ષીંદ્ર

નટી—ધર્મધુરંધર શ્રીયદુનંદન જયજગવંદન સ્વામી શામ
જગદાનંદન કંસ નીકંદન પંકજ ચરણ નમામી શામ
સંત સતી સુખદાયક જનના, સહાયક દીનના,

વિશ્વંભર વ્યાપક જળ સ્થળના, શશી દિનકરના,
ગૌબ્રાહ્મણુ પ્રતીપાલ લાલજી પાંડવના રખવાળ જોને
દ્રૌપદી કેરા દાસ દયાળુ કૌરવ કુળના કાળ જોને
ભારત ભવ જળ તારક સ્વામી પારથ રથના ગામી રામ.

દ્રૌપદી-સાહેલી— ( ૧ )

વાહ વા'રે એ બે'ન, શોભા મંડપની આ શી બની,
રૂડી દીસે છે બે'ન, લીલા અજબ નવ રંગની.
વાત કરીએ શુ બે'ન, આજે અમારા આનંદની-વાહરે.
શોકને આનંદનારે રંગે પૂર્યો આ મંડપ સસાર
રાગને વૈરાગ્ય વાળાં પ્રાણી જેમાં દીસે અપરમપાર
શી કળા કરી ચિત્રકારે વિશ્વ નાટક સુત્રધારે
રચના વિવિધ પ્રકાર— વાહ.
નવ રંગીત નવ પલ્લવો નવ નવ માનવ જાત
નવલ લાલની નવ લીલા નવે ખંડે વિખ્યાત.

દ્રૌપદી— ( ૨ )

હું કરૂં આ મે કર્યું એ માનવી મીથ્યા બકે,
ઇશની આજ્ઞા વિના ના પાન પણ હાલી શકે;
ચંદ્રતારા સૂર્યને ગ્રહની ગતિ આધીન છે,
કિરતારની ન્યારી કળા જયાં સર્વ પ્રાણી દીન છે—
કલ્યાણ દાતા છે વિધાતા સંતના ભગવંતરે,
તે નિરંજન નાથને નમીએ નિરંતર અંતરે—

રૂક્મિણિ } — (૩)
સાહેલા } — ગરબો.

હો કનૈયાજીરે અમને મોહન માયા લગાડી અલબેલા.
વનમાં વેણુ વગાડી અલબેલા— હો૦

બંસી બટ પનઘટ નિકટ, ત્રટ યમુના યદુવીર
નાચે નટવર નંદના, હરી હળધરના વીર.

લીલી લવિંગ લતા શોભીતીજીરે,
લીલાં વન વૃક્ષ વેલ વાડીઓજીરે. મારા વાલાજી. લી૦

ચાલો સખી જઇએ ત્યાં જ્યા વસે વૃજરાજ,
નીર ભરંતાં પ્રભુ મળે એક પંથ બે કાજ.

રસીયાજી રાસ રમાડોરે અમને રસીયાજી રાસ રમાડો.
સમીરે સંધ્યાની આવી સરખી સાહેલી
આનંદ અંગે પમાડોરે અમને રસીયાજી રાસ રમાડો

બંસી બટ સમ બટ નહી, નંદ ધામ સમ ધામ,
વંદ્રાવન સમવન નહી, કૃષ્ણ નામ સમ નામ

કા'નજીને માથે મણી જડયાં મોળીયારે
તારા મોળીયાનો બડો બડો ઠાઠ
ખમા ખમા રૂપાળા કા'નને
કા'નજીએ પીળા પીતાંબર પેરીયા કાનજીને કાને કુંડલ હૈએ હાર
ખમા ખમા લટકાળા કા'નને—હો કનૈયા—

ધર્મ— (૪)

પરબ્રહ્મ પરમેશ્વર પુરૂષોત્તમ પરમાનંદ
નદ નદન આનંદ કંદ જસોદા નદ શ્રી ગોવિંદ—પર.
કરૂણા સીધુ દીનબંધુ કેશવ માધવ મુકુદ
વિશ્વંભર વિશ્વાધાર વિશ્વમા વસી રે'નાર—પર.
વાસ આપ ચરણ ધામ યાચીએ કૃપા નિધાન
પુર્ણ કામ પુરો કામ વિનવીએ કરી પ્રણામ.—પર.

વિદુર— (૫)

કે'રે અરે મન કૃષ્ણ કૃષ્ણ મુખ કેહેરે
તારણ હાર કૃપાલ— અરે મન.
અતકાલ કૃપાલ લાલ માધવ મુકુદ
સહુ ટાલે ફંદ
સૃષ્ટિ કરણ ભરણ દારિદ્ર સકળ હરણ
શ્રી અશરણ શરણ જન તારણ તરણ
નમી કમળ ચરણ.
મન ભજ ભજ ગુણ ગોવીદનારે.

શકુની— (૬)

તુ છે મારો કટ્ટો શત્રુ કાઢુ તારૂ નિર્મુળ
દુશ્મનને હેતુ સમજે તે માણસની મોટી ભુલ
છળ બળથી યા બુદ્ધી બળથી ખેલાવું દાવ જરૂર
આપસમાં અગ્ની સળગાવી આ બદા રહેવાના દૂર

દુશ્મનને ખુબ લડાવું હાં જાઉ બસ જાઉં.
ચાલાકી ખુબ લગાવું—હાં૦
ખટપટ પુરી સળગાવું—હાં૦
આસપાસમાં જંગ જમાવું—હાં૦

ભાનુમતિ (૭)

પ્રાણ પતિ પ્રભુ આવ્યા હજુ નહી કહે શું કરૂં
અધીરી શું થતી ઘેલી ગઈ ગતિ ઓય શુ કરૂં
બટક બોલી બેશ ગમાર
ખાલી ખીજાવ્યામાં શું વળનાર—પ્રાણ૦
જોબન વતી જુવતી વેલીના પ્રાણ પિયુ તરૂવર આધાર
ભુડામાં ભુડી વિયોગની વ્યાધી બે'ન બનાવે છેક લાચાર
ધીરી તું થા મુક બકવા
જો નીરખી કયાં છે સખી
ચંચલ ચાલથી ઠમકે ચાલો પ્રાણ પિયુસગ સુખેથી મહાલો
વાહ બા વાહ
સમજતી નથી પ્રીતની રીતમાં જારે અલી—પ્રાણ૦

ભાનુમતિ— (૮)

ધરો કાંઇ હિત શિખામણ ધ્યાન ગર્વથી નથી નાથ કલ્યાણ
કુસપે રહ્યું કોણ આરામ મેળવ્યું કોણે મહીમાં માન
અભીમાન પર્વત છે મોટો હેઠળ ઉંડી ખાઇ

ચડયા પડયા તે નર પછડાયા છરમાં ગયા છુદાઈ–ધરો૦
લંકા સરખો ગઢ દુર્ઘટ ને સમુદ્ર સરખી ખાઇ.
લક પતિ પણ લક ન લાગ્યો રણમાં ગયો રોળાઈ
હિરણ્યાક્ષને હિરણ્યકશ્યપ જબર જગ બે ભાઈ
નરસિંહ રૂપે નખે વધેર્યા માને ગયા મરડાઈ–ધરો૦

**વારાંગના—** ( ૯ )

નીસા ગમ પધની ધપ મગગ પધમપ ગમગરેસા
સારે નીની સાસા મગગ પધમપ ગરે મગરે સારે
નીસાગમ નીસાગમ પગપગમ પની સારે સાની ધપ
ગગરેરે સા—
પનીસા મગરેસા સાની સારે સાની ધપ મપ નીની
ધપ મપ સાની ધપ નીધપમ ગરે મગરે સારે-

**દ્રૌપદી—** (૧૦ )

અરજ સ્વિકારો સ્નેહી શામળીઆ
સહાય થજો શ્રી મોરારીરે
રાજ સભામાં રાજ સિધાર્યા
વચન વડીલનું પાળીરે
કેમ થશે કાંઇ ચેન પડે ના વ્યાકુળ થઈ મતિ મા'રીરે.
કપટી કુટીલ છે કૌરવ રાજા સ્વામી સત્યાચારીરે
દાવ ખેલતાં હે દીન બંધુ રાખજો લાજ હમારીરે.

રૂક્મિણી—સત્યભામા— ( ૧૧ )

સ્વામી સેજથી, હુવે જાગો શ્રી હરી,
પ્રભુ દર્શને અધીરી સર્વ સુદરી,
મનહુર શ્રી મોહનની ઘનશ્યામ મૂર્તિ.
જોઇને મોહીએ સુદર શ્યામ સુર્તિ,
અજબ મુરલી મત્ર માંહુય,
ઘેલી કરી સકળ વામ,
દેવ મગળા કરી, હુવે જાગો શ્રી હરી.

દ્રોપદી— ( ૧૨ )

શામળીયાજી કરજો મારી સહાય રે,
વ્હાલા ગરૂડે ચડીને વે'લા આવજો રે;
શ્યામ સલુણા સુભદ્રાના વીર રે.
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે,
છોગાળા છે વાત છેલી નથી કોઇ મારૂં બેલી,
વા'લા તુજ ગુણની ઘેલી દાસી દુખમાં ડુબેલી.
દુખીની દાદરે ફરીયાદ અતર લાવજો રે.
કૌરવ કર્મ ચંડાળ દૂશાસન નિર્દય અરે,
જોતાં પાચ ભર્તાર પાપી પટકુળ તાણતો;
વા'રે આવોને, દયા દીલ લાવોને
નાથ છું અનાથ નારી ભરૂસો છે ભેધર ભારી.

જેવી તેવી છું તમારી વા'લા દેશો ના વિસારી
હેતે હળધરજીના વીર આવી ઉગારજોરે        વાહલા૦

---

## અંક ૨ જો.

---

વિદુર—        ( ૧૩ )

અકળ કળા શ્રી કૃષ્ણ પ્રભુની અક્કલવત કોઇ કળશે,
અલ્પ અક્કલના કામી કુટીલ જીવ કોટીક કલ્પ રવડશે.
સમજે નહિ મુઢ જનહા, ખેલ તુજ કુદરતના,
મનમાં મુંઝાઈ મરશે.        અકળ૦
ધર્મવત વળી ધીર વીર શાણા, રાજકુમાર રૂપાળા
છત્રપતી નૃપ રંક દુખી થઈ જાતા વન પગ પાળા
વાંકા આ તગદીરના લેખ લખ્યા વિધિના
ક્યેમે ટાળ્યા નહી ટળશે.        અકળ૦

દુર્યોધન—        ( ૧૪ )

કરૂં પ્રપંચે હુ પાંન્ડવોને ખ્વાર
હૃદય રહ્યું ઝેરથી સળગી મારૂં
ક્યારે વેર વાળું મ્હારૂં—પ્રપંચે હુ
છળ બળથી કરૂં દ્રૌપદી સ્વાધિન મારા

મને હસનાર શું અભિમાની દુષ્ટ દારા
આવું અપમાન ન ખમાય
અરર આગ ન સહાય. હૃદય રહ્યુ.

દ્રોપદી— ( ૧૫ )

કરમ ગતિ અતિ ન્યારી વિધાતા
કળી ન શકે મતિ મારી અરેરે—કરમ૦
એકદિન રાજા એકદિન જોગી (૨)
એકદિન હાલ ભિખારી અરેરે—કરમ૦
ધરી મૃગ છાલા દંડ કમંડળ
અંગ વિભુતી લગાવી ફરેરે—કરમ૦
રાજ નિવાસી જંગલવાસી
તુંહી નિરંજન નાથ રમેરેરે—કરમ૦

નારદ— ( ૧૬ )

ગોવીંદ ગુણ ગાઓ રે નરનાર,
ગીરીધર શ્રી ધર શ્રી મુરલી ધર,
નામથી નેહ લગાવો-હા નેહ લગાવો રે.
મારૂં તારૂં મિથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવો રે. રે૦
અધમ ઉધારણ ભવ જળ તારણ,
નિરભય નામથી થાવોરે ભય નામથી જાવો રે. રે૦

નારદ— (૧૭)

ઝટપટ જાવું રંગ જમાવું,
નટવર ઘર ખટપટ પ્રગટાવું. આ........વાહ વાહ.
નારદના નામમાં ખામી શી કામમાં,
ઇશ્વરના ધ્યાનમાં રહેવું ગુલતાનમાં.
નારાયણના નામ રટણમાં—ઝટપટ.
ગોવિંદ ગુણ ગાનમાં ભક્તિરસ પાનમા,
આત્મ જ્ઞાનમાં મસ્ત તોફાનમાં;
કુશળક્ષું કૃષ્ણ કપટમાં—ઝટપટ

દ્રૌપદી— (૧૮)

વિના પ્રભુ નહિ કોઈ એક તમારા,
શરણ પડી દીન દારા—વિના૦
કઠીણ કાળ યમ પાશ બંધથી,
નાથ છોડાવન હારા—વિના૦
દાવાનળ સળગ્યો દસ દીશે,
ઉગરવાના ઉધારા—વિના૦
હે જગબંધુ કરૂણાસિંધુ,
અંત સમય ન રહો ન્યારા—વિના૦

નારદ— (૧૯)

નંદના લાલાકુંવરજી કામણગારા સાચા,
કૃષ્ણ કનૈયા બંસીવાલા લાલ—નંદના૦

નંદ યશોદાને પારણે ઝુલ્યા પ્રભુ,
ગોપીના ગોરસ ઉછાળ્યા;
કંસના વંશનો ધ્વંસ કરીને—
માત તાતના બંધન ટાળ્યા. વ્હાલા—નંદના૦

વંદ્રાવનમાં રાસ રચીને—
નીજ જન પ્રેમથી પાળ્યા,
એવા પ્રભુ શ્રી નટનાગરના—
ચરિત્ર અનેક નિહાળ્યા. વ્હાલા—નંદના૦

નારદ— ( ૨૦ )

વાહરે ગમ્મત વાહરે રંગત,
કેવી જમાવી છે વાહ વાહ;
એકને કહી સમજાવીએ આમ,
બીજાને વળી સમજાવીએ આમ.—વાહરે૦

પ્રપંચ રૂપ સંસાર જણાય
પ્રપંચી એજ પંડીત ગણાય;
પાખંડીના પડે પાસા પોબાર,
જુઠાનો જય અને સાચાની હાર.
કપટ તણી બાજી ઘણી રમી જાણી,
પુરો જ્ઞાની લેવો માની;
જીવનનો એ છે સાર—વાહ—વાહરે૦

રૂકમણી— ( ૨૧ )

વા'રે લાલા મોહન બંસીવાલા,
ઠગો છો શાનેરે સલુણા;
જાણી જાણી તમારી મેં ઠગાઈ,
પ્રીત બાંધી હવે હું પસ્તાઇ.
પસ્તાઇ પુરી કાના, ઠગાઈ હું તો કાના,
રસભીના રંગીલા શરમાળા શામળીયા—વા'રે૦
શાને સતાવો વાત વાતે ઉડાવોરે,
એરી એરી લાલા વાતે ઉડાવોરે;
મેં જાણ્યા સરવે ચાળા અરે જાઓ નંદલાલા,
વ્રજલાલા, ગોવાળા છબીલા છોગાળા—વા'રે૦

રૂકિમણી-કૃષ્ણ— ( ૨૨ )

ધન્ય ભાગ્ય સૌભાગ્યવતી જે,
પતિ સેવામાં અરપે પ્રાણને;
આપ દુઃખ તરણા સમ ગણીને,
પ્રભુ પ્રસન્ન કરી લેતી લાણને.
સકળ તીર્થ પતિ દેવ ચરણમાં,
સકળ શાસ્ત્ર નીતિ નાથ શરણમાં;
વિકટ વાટ સંસાર અરણમાં,
શાન્તિ શ્રીપતિ ચરણ કમળમાં.

નાથ સાથ વનવાસ સ્વર્ગ સમ,
એથી અધીક શું કેવું આપને;
દેવી સુણો દ્રષ્ટાંત સતીનાં,
કામ તેમની પતિ ભક્તિનાં.
સીતા સાવીત્રી સત્યવતી,
દેવી દેવહુતી દમયંતી,
રાજપાટ સુખ સંપત ત્યાગી,
પતિ સુખ કાજે રવડી રાનમાં.

**સત્યભામા-કૃષ્ણ—** (૨૩)

જાઓ મોહન નફ્ટ નટખટ મને સતાવો નહી,
લાલ લહેરી લટકે લટકાળા લલચાવો નહી;
વાહરે વાહ શાણી રાણી,
આવ્યા શું પાસ મારી જાઓ જે હોય પ્યારી.
રીસાય શાને વહાલી રસીલી તું,
થાય શું છેક આમ હઠીલી તું;
દુ:ખીયાને દુખ દેવા,
આવ્યા શું લ્હાણુ લેવા—જાઓ૦

**કૃષ્ણ—** (૨૪)

મહા માયા રૂપ અજબ મોહિની,
મોહ્યા મુનિજન જેના મોહમાં;

સિદ્ધ સાધુ સંન્યાસી યોગીજન,
કોઈ ન ફાવ્યા તેના દ્રોહમાં,
જપ તપ તીરથ શમ દમ સાધન,
સ્નાન ધ્યાન શ્રુતી શાસ્ત્રની કથા;
વનવાસી અવિનાશી ઉપાસિ,
નાશી ન તેથી માયાની વ્યથા—મહા૦
વસ્યા વિભુ મહામાયા સંગે, ક્ષીર સાગરમાં વાસ,
શીવજી પણ અર્ધાંગા સગે સાથે યોગાભ્યાસ,
બ્રહ્મા પણ સાવિત્રી સગે વસ્યા કમળ દળ કેરા કોષમાં.

રૂકમણી–સત્યભામા }
કૃષ્ણ–નારદ— } ( ૨૫ )

મોહન મારા જીવન પ્યારા નટવર નંદ દુલારાજી;
શ્રીધર સુંદર પ્રભુ લક્ષ્મીધર દેવકીનંદ દયાળાજી,
ગીરીવર ધારી કુંજ બીહારી વનમાળી દેવ મોરારી;
રસીક રમણ તમપર બલીહારી રાધાવર રઢીયાળાજી–મોહન,
પાન્ડુ નંદન ભક્ત તમારા દ્રૌપદી બાળા શીલ ગુણશાળા,
વન વન રવડે થઈ દુખીયારાં,
શાણી સતી દુંખી થતી પાપે અતી;
કુરૂપતિ દુષ્ટ મતિના હા............હા,
વ્હાર કરોજઇ વ્હાલાજી મોહન૦

વિદુર (૨૬)

ક્યારે હવે મળશોરે મારા અંતર આતમરામજીરે,
ક્યારે હવે થાશોરે પ્રભુ અવધ પુરી ઘનશ્યામજીરે.
જીવ આ ગુંચાઈ રહ્યો જગત જંજાળમાંરે,
માયાના મારે મરી જાયછેરે—ક્યારે.
જગત પ્રપંચ મને રંચ ન રૂચેરે,
અલખ શરણુ ચિત્ત ચહાયછેરે—ક્યારે.
નાથ નિભાવી લ્યો મરણુના મારથીરે,
અબુધ અધીક અકળાયછેરે—ક્યારે

દરબારીઓ— ( ૨૭ )

વીજય જય પામોરે સદાય નૃપતિ,
સકલ જગ વાધોરે સુજશ કીરતી,
સ્વામી છો માની દાની ન્યાયગામી,
પ્રજા જન અભીરામી.
જ્ઞાતા છો જ્ઞાની ગુણુના,
વિનવે આ દાસ જન નમી ચરણે;
પ્રભુ તપો અચળ આ રાજ રીદ્ધી નૃપતિ–વીજય૦



## અંક ૩ જો.

---

**સાહેલીઓ—** ( ૨૮ )

અહો સખી રાજકુમારી, રાજની પ્યારી ઉત્તરા બાળી—અહો.
નહી રાગ રંગે રમે નહી સખી સંગ ગમે.
વૃથા દીલ શાને દમે કહે શુ દુખ તને,
ખમા ખમા બલા લઇએ વારી બેન એ મારી—અહો૦
યુવાથી અંગ ખીલ્યું વિધુ મુખ કેમ વીલુ.
સુમન રૂડુ રસીલુ આજે થયું શે હઠીલુ,
ધીરી ધીરી વ્હાલી બેન ઓ મારી શે દુખીયારી—અહો૦
સુતા વૈરાટની તું પાન્ડુ કુળ રાજ વધુ,
મારા સમ માન ન તું ઘટે ના કેવું વધુ;
હાલો માલો સખી સંગ રસીલી મોહન વેલી—અહો૦

**ઉત્તરા—** ( ૨૯ )

સખી સ્વપ્ન મહી મનમોહન મે નીરખ્યા એકાંન્ત વિષે શયને,
શરમાઈ રહી રતી નાથ મદે મુખથી નહીં કાંઈ બોલાય અરે;
વિનવે અતી વલ્લભ વ્હાલ ધરી નવ ઉત્તર મુખ અપાય જરી
નિચુ જોઇ રહી દ્રગ પ્રેમ ભરી ખણુતી પ્રથ્વી નીજ પાય અરે,

કર સાહી રસીક રૂદે વળગ્યા કરતાં બળશેન થયા અળગા;
તુટી હાર ગયો એ રકા ઝકમા કસ કંચુકીની છુટી જાય અરે,
છુટી કેશ ગયા વિખરાઈ અરે ગઇ દેહ કળી કરમાઈ અરે,
ગયાં સ્વેદથી વસ્ત્ર ભીજાઇ અરે પણ નાથ થયા નગ-
ણાજ અરે,
મનથી મન સેજ ગયુ પિગળી જેમ સાકર દુધની
સગ ભળી;
કીધ ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ
અપાય અરે.
મુખ તાંબુલની પીચકારી ઉડીરે અચાનક નાથને અંગ પડી.
સખી તે રજની અને તેજ ઘડી રસીયો રીસ લાવી
રિસાય અરે,
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણ જાય પિયુ અરે
હુથી લડી,
સખીઓ વિનવુ તમ પાય પડી કરો જે રીત નાથ
મનાય, અરે

સાહેલીઓ—ઉત્તરા— ( ૩૦ )

જોજે અલી હર્ષ ઘેલી થતી ભાન ભુલી જતી
ન્યાળી રતી પતી સલુણી શાણી સ્નેહના સુરાજયમા—હાં૦
જોજે અલી વલ્લભથી મળી વેલી વાંકી વળી,
આલી જતી ભુલી થઇને શાણી—સ્નેહના૦

પિયુ સંગ હાસ્ય લાસ્ય નેત્રના વિકાસમાં,
જડી રહી પ્રીતમ પ્રાણુ પ્રેમ નાગ પાસમાં;
દીલહુર દર્શ સ્પર્શ હુર્ષના પ્રકાશમાં,
ભલા ભલા ભાગ્ય ભોગ યોગના વિલાસમાં—
બાળી ભોળી બાળા પ્રીતમ સંગ,
વસી હસી ધરી. અંગ ઉમંગ;
સોંપીને સ્વામીની સેવામાં અંગ,
માણીશ નીત્ય નવા નવા રગ.
રેજો સ્વામી સગ મળી અખડ ભાગ્ય તારૂં ભળી,
સાગર સંગમાં ગગ મળી રહે જે રીતે સુભાગ્યમાં

દ્રૌપદી— ( ૩૧ )

અકળીત ભાગ્ય ગતિ ન કળાતી;
પલક પલક રતી રે પલટાતી—અકળીત૦
ઉદય અસ્ત પછી ઉદયની આશા,
જ્યોતી વાદળમાં જોઉં છુપાતી —અકળીત૦
ધર્મ ક્ષેત્રમાં ધર્મ પતિથી,
કૌરવ લડતા ધારી અનીતિ;
ચિતાથી મતિ મા'રી મુંઝાતી—અકળીત૦

દ્રૌપદી— ( ૩૨ )

વા'રે આવો વિઠ્ઠલ વનમાળી,
પ્રથમ વચન દાન આપ્યું તે સંભારી;
ઓથ નાથ વિશ્વનાથ છે તમારી,

આશ દાસને જગન્નિવાસ ભારી.
અધવચ અંતરીયાળ રામા રડવડતી રહી,
એકે નથી આધાર વાર કરો માં વાલમા.
ભાવી ભક્તનાં અનેક કામ કીધાં,
ધ્રુવ અંબરીષને અભયદાન દીધાં;
કઠણુ કષ્ટ સમયમાં કઠણુ થશો મા,
વ્હાલા બિર્દ આપનું ભુલી જશોમા

ઉત્તરા— ( ૩૩ )

ક્યારે મળેરે પિયુ પ્યારા પિયુ પ્યારા મા'રા,
રસીક જીવન પ્રાણુ મારા મારા મારા મારા પ્યારા,
મા'રા મા'રા મા'રા.
સફળ સફળ કરૂ અંતર આશા,
નીરખી એ નટવર લાલા પ્યારા પ્યારા મારા.
શરમ ઘુઘટ તજી પીશુ પરસ્પર,
રસિક વચન અમીધારા પ્યારા પ્યારા મારા.
રસ સરવરપર રમણુથી રમતી,
પામીશ મોતી મરાળાં પ્યારા પ્યારા મારા.

અભીમન્યુ-ઉત્તરા ( ૩૪ )

પ્રાણુ ચાલ્યા શુ લઈ પ્રાણુ મારા સગાથ,
પ્રાણુ જાતાં આ પ્રાણુ પ્રીયા પ્રાણુ તારે હાથ;
મરૂં ભટકી ભવ જગલની માંહીરે.
તજી પ્રાણુ જીવન સાથ (૨) સુદર સ્વામીનો સંગાથ.

દિલે દીલ એક મળ્યું દિલથી જુદું થાય શું,
શુદ્ધ સ્નેહ સાગરનો સરિતાથી તજાય શું;
શાણા સમજો છો વધુ કે'વું શું કામનું,
નવ જાશો મોહન મન માનતારે—પ્રાણ૦

ઉત્તરા— ( ૩૫ )

જાઓ તજી ન યોગીરાજ બાળા;
વિયોગી આજ બાળા, ( ૨ )
કઠીણ થઈને મ્હારા કથજી જશોમાં વા'લા
ભવ દરીએ ભરોંસે નાથ ચડી નાથ હોંશે,
ભાગ્ય તોફાને ડુબે નાવ,
લ્યો ઉગારી લાલા ડુબ્યાં લ્યો ઉગારી,

અભીમન્યુ ઉત્તરા— ( ૩૬ )

રસિક રમણી આપો આશિષ પ્રીતમને,
યુદ્ધેરે જવા વિજય શ્રી પામવા, (૨)
રે રણમાં કરૂં કૌરવોને ઠાર ઠાર—રસિક૦
થઇ શુરા હરો પાપી શત્રુના યુદ્ધમાં પ્રાણ હા,
શ્રી મુરારી વિઘ્ન હારી હો તમારા સાહ્યકારી,
ટાળો હરી આપદા—હાં (૨)

નારદ— ( ૩૭ )

આનંદ સાગરમાં રમીરે.
હરે ભુમી ભાર નિર્વિકાર અહ પ્રભુ,

શ્રી ધર્મના જય કર્મમાં.
હીન ધર્મની હાની લ્યો માનીરે—આનંદ૦
રક્ષા કારણુ ધર્મની કરે અધર્મનો નાશ,
જગ સુખ કારણુ અવતરે યોગેશ્વર અવિનાશ.
ભક્ત તણો પ્રભુ દાસતો.
ગીતા ગીતે જ્ઞાની લે માનીરે,

વિદુર— ( ૩૮ )

અંતર ઉદાસી આપ આવડી શાને ધરો,
હ્રદયે હંમેશા હરી હરીનું સ્મરણુ કરો,
કોના પુત્ર ઘરબાર કોનાં નારી ધનમાલ,
ઝાકળના જળ જેવો જુઠો આ છે સંસાર.
મેહેલને મંદીર માળ બાગને વાડી વીશાળ,
આવે જ્યારે અંતકાળ જાવું છોડી જંજાળ; અંતર૦
બ્રહ્મા જેવા બ્રહ્મ રૂપ, ઇન્દ્ર જેવા દેવ રૂપ,
રામ જેવા રાજ ભુપ ચાલ્યા ગયા ચુપા ચુપ અંતર૦

સર્વ— ( ૩૯ )

શાંન્તિ શાંન્તિ હો પ્રસારી સુજન હ્રદયમાં,
નીતી રીતી સારી આપે સ્વામી સરવદા.
ક્લેશને કુસંપમાંથી મુક્ત કરો કૃપાલ.
સંપત્તિ સુસંપ સદા ઇચ્છે તમારા બાળ.
સ્નેહરસે રસવતી હો ભારતી,
ભાગ્યવતી એ આશ વરદા—શાંન્તિ૦

( સમાપ્ત. )

માઈ સાઈઝ ૪ા-૩ા કીમત માત્ર રૂ. ૪)

ફોટોગ્રાફ પાડવાના ન્યુ

# છુપા કેમેરા.

હાલમાં વીલાયતથી મોટા ફેરફાર સાથે કેમેરાનો મોટો જથ્થો આવી પહોંચ્યો છે. આ કેમેરાથી નાનું બચ્ચું પણ સહેલાઇથી ફોટો ઉતારી શકે છે. દોડતી ગાડી, ઉડતુ પક્ષી વગેરેનો સહેલાઇથી ફોટો ઉતારી શકાય છે ફોટોગ્રાફ ઉતારવાની સંપુર્ણ માહીતી ઘેર બેઠે શીખવી શકીએ છીએ, કેમેરા સાથે વ્યુફાઇન્ડર (જેનો ફોટો લેવો છે તે જોવા માટે) ગ્રાઉન્ડગ્લાસ ડબલ ડાર્ક સ્લાઇડ પ્લેટ દવાઓ સાથે કીંમત રૂ. ૪ પોસ્ટેજ દશ આના.

વગર ઈજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ ઘણીજ સહેલાઇથી નીકળી જાય છે. ચામડીને કાંઈપણ ઇજા થતી નથી ચામડીનો કુદરતી રંગ બનાવે છે. કીમત ત્રણ સાબુના બાક્સનો રૂ. ૧) પોસ્ટેજ જુદું.

સોલ એજન્ટ—છોટાલાલ છગનલાલ મહાજન એન્ડ કું૦

શેખ મેમણ સ્ટ્રીટ મુંબઇ નં. ૨

